# ટાંકીની કથા



[ હિન્દુસ્તાનના ખેડુત અને મજુર પોતાની ફાટીતૂટી ઝોંપડીમાં પડીને રોજ રાત્રે નીસાસો મુકે છે કે "હે ઇશ્વર, અમારા બાપદાદાના દિવસોમાં તો આવું દુઃખ ન હતું; અમારો શો અપરાધ કે અમને આટલું દુ.ખ ? અમારા બાપદાદાઓ ખેતરની ભોય તોડતા તો રાત પડયે પેટ ભરીને ધાન પામતા–ઘી દૂધ પામતા; અમે મહેનત કરીને મરીયે છીયે, પણ સૂકો રોટલોયે પેટ ભરીને પામતા નથી. અમારી ઘરડી ડોશીઓ દળણું દળીને કે રેંટીયો કાંતીને પેટનું ગુજરાન ચલાવતી ને પોતાના ઘડપણની આશારૂપ એકાદ બાળક હોય તેનેયે ઉછેરીને મોટું કરતી. આજે અમે જુવાન જોધ જેવાઓ કારખાનાંના સંચાઓને અમારાં લોહી ને માંસ ચડાવીયે છીયે, છતાં પૂરૂં પેટ પણ ભરી શકતા નથી." તેઓ નીસાસો મૂકે છે, પણ પોતાની વિષમ દશા સમજી શકતા નથી ને મુંઝાય છે. એવા એ મજુરો અને ખેડુતો ! આ નિર્જીવીયા દેશની ટાંકીની કથા વાંચો ને વિચારો. તમારી હીનદશાનું ચિત્ર એમાં જોઇ શકો છો ? આ કથામાંનાં દુઃખીયાં લોકો સુખી થયાં છે. એમને પગલે ચાલીને સુખી થવાની તમારે માટે પણ આશા છે. ]

[૧]

## લોકોની મહેનતથી શેઠીયાઓએ ટાંકી કરી

નિર્જળાયો નામે એક સુકોભંઠ દેશ હતો. દેશ બધામાં ક્યાંઇ પાણી શોધ્યું ન મળે તે દેશના લોકો બિચારા 'પાણી પાણી' એવા પોકાર કરતા દિન ઉગ્યાથી આથમતા સુધી તેની તપાસમાં દોડતા ફરતા, છતાં પાણીનો ક્યાંઈ પત્તો ન લાગવાથી અનેક મરણશરણ થતા.

હવે આ નિર્જળીયા દેશમાં કેટલાક એવા લોકો રહેતા હતા કે જેઓ બાકીના લોકોના કરતાં પહોંચેલા હતા. બીજાઓને ટીપું પણ પાણી ન મળે એવા સ્થળોએ તેમણે પાણીનાં ટાંકાંઓ ભરી રાખ્યાં. આ ટાંકાંવાળાઓનું નામ શેઠીયા! હવે એક વખત એવું બન્યું કે નિર્જળીયા દેશના લોકો આ ટાંકાવાળા શેઠીયાઓ પાસે આવીને યાચના કરવા લાગ્યા, "પાણી વગર અમારો જીવ જાય છે. તમે આવડાં ટાંકાં ભરી રાખ્યાં છે તો તેમાંથી થોડું અમને આપો. કે તે પીને અમે અમારી તરસ છીપાવાયે."

આ સાંભળી એ શેઠીયાઓ બોલ્યા, "જાઓ રે જહન્નમમાં, બેવકુફો. આ પાણી અમે સંઘરેલું છે, તે તમને શું કરવાને આપીયે? જો તમને આપીયે તો અમે તમારા જ જેવા બની જઈયે અને અમારે પણ પાણી પાણી કરતાં મરવાનો વખત આવે. પણ જુઓ, એક રીતે અમે તમને મદદ કરી શકીયે. તમે અમારા ચાકર બનો તો તમને પાણી મળશે."

લોકોએ કહ્યું, "કબુલ છે કબુલ છે, અમને પાણી આપો તો બધું કબુલ છે. અમે તમારા ચાકર થઈશું; અમે અને અમારાં બાળબચ્ચાં પણ." અને અન્તે પાણી ખાતર લોકો શેઠીયાઓના ચાકર થયા.

હવે શેઠીયાઓ હોંશીયાર હતા, અક્કલબાજ હતા. તેમણે લોકો, જે હવે તેમના ચાકરો હતા, તેમની ટુકડીઓ પાડી, તેમના ઉપર મુકાદમો અને અમલદારો નીમ્યા. પછી કેટલીક ટુકડીઓને પાણીનાં ઝરણ હતાં ત્યાંથી પાણી ભરવા મોકલી, કેટલીક ટુકડીઓને તે પાણી વહીને ટાંકામાં પહોંચાડવા માટે રોકી અને કેટલીક ટુકડીઓને જુદી જુદી દિશાઓમાં પાણીના નવા ઝરાઓની શોધમાં મોકલી. હવે આ ટુકડીઓ જે પાણી લાવતી તે બધું એક જ ઠેકાણે આવતું હતું. શેઠીયાઓએ ત્યાં એ બધું પાણી

માય તેવડી એક જંગી ટાંકી બનાવી. આ ટાંકીનું નામ 'બજાર' પડયું, કારણકે નિર્જળીયા દેશના બધા લોકો—શેઠીયાઓના ચાકરો સુદ્ધાં—અહીં જ પાણી લેવાને આવતા હતા.

શેઠીયાઓએ લોકોને કહ્યું: "સાંભળો, આ ટાંકીમાં રેડવા સારૂ જે પાણી તમે ભરી આવશો તેના તમને ડોલ દીઠ એક આના લેખે દામ ચુકવવામાં આવશે. પણ આ ટાંકીમાંથી જે પાણી તમારે ને તમારાં બાળબચ્ચાંને પીવા સારૂ કાઢવામાં આવશે તેના ડોલ દીઠ તમારે અમને બે આના આપવા પડશે. આટલો ફેર રહેશે તે અમારો નફો. આટલો નફો ન રહે તો અમે તમારે ખાતર એટલું કામ નથી કરવાના, એટલે તમે લોકો તરફડીને મરશો. એ જાણીને આ અમારા ભાવ કબુલ રાખવા હોય તો રાખો."

લોકો જડ બુદ્ધિના હતા. તેમણે માની લીધું કે શેઠીયાઓ કહે છે તે વ્યાજબી છે. લોકો તો સાચ વાટીને પાણી વહી વહીને ટાંકી ભરવા લાગ્યા. તેઓ પાણી ભરી લાવતા તેના ડોલ દીઠ એક આના લેખે શેઠીયાઓ ચુકવતા. પણ જોઇ લેજો; તે જ ટાંકીમાંથી લોકોને આપવા સારૂ શેઠીયાઓ જે પાણી કાઢતા તેના લોકો શેઠીયાઓને બબ્બે આના ગણી આપતા હતા!

હવે અનેક દિવસ આ ક્રમ ચાલ્યો એટલે તે ટાંકી—અર્થાત્ બજાર—મ્હોં સુધી ભરાઇને છલકાવા લાગી; કારણકે લોકો એક ડોલ તેની અંદર રેડતા તેની મજુરી તરીકે અડધી ડોલ પાણી ખરીદી શકાય એટલું જ દામ મળતું હતું. આમ દરેક ડોલમાંથી અરધી ડોલ બચત પડી રહેતી ને તેને કારણે ટાંકી છલકાવા લાગી, કેમકે લોકો સંખ્યાબંધ હતા અને શેઠીયાઓ થોડાક જ હતા. તેમ શેઠીયાઓ બીજા લોકોના કરતાં વધારે પાણી પી શકતા એમ પણ નહોતું; એટલે પછી ટાંકી છલકાવાનો દિવસ આવ્યો.

## [૨]

## મહેનતનું ફળ—ભૂખમરો

હવે જ્યારે શેઠીયાઓએ જોયું કે પાણી તો બધું છલકાઈ જાય છે ત્યારે તેઓ ત્રાડ નાંખીને લોકોને કહેવા લાગ્યા: "અલ્યાઓ દેખતા નથી, આ ટાંકી—અર્થાત બજાર—બધી છલકાઈ ચાલી છે? હવે થોડીવાર જંપીને બેસો, ઠંડા પડો. આ ટાંકી પાછી ઠાલી ન થાય ત્યાં સુધી પાણી ભરી લાવશો નહિ."

પાણી ભરવાનું બંધ થતાં લોકોને શેઠીયાઓ પાસેથી જે મજુરીના પૈસા મળતા તે બંધ થયા; અને પાસે પૈસા ન હોવાથી શેઠીયાઓ પાસેથી હવે પાણી ખરીદવાને તેઓ અસમર્થ બન્યા. આ તરફ શેઠીયાઓ પણ મુંઝવણમાં પડયા, કારણકે કોઇ પાણી ખરીદવા આવતું ન હોવાથી તેમનો નફો બંધ થયો હતો. તેમણે રાજમાર્ગો ઉપર ને ગલ્લીકુંચીઓમાં ને પાદરમાં બધે માણસો દોડાવ્યાં અને તે માણસો પોકાર કરવા લાગ્યાં: "જે કોઇ તરસ્યું હોય તેણે અમારી ટાંકીએ આવીને પાણી ખરીદવું, અમારી ટાંકીમાં પાણી છલકાઇ ચાલ્યું છે." પણ લોકોએ જવાબ આપ્યો, "તમે અમને નોકરીમાં રાખો નહિ ત્યાં સુધી અમે શી રીતે પાણી ખરીદી શકીયે? તમે અમને પહેલાંના પેઠે ચાકરી રાખો તો તરસના ત્રાસ્યા અમે ઘણી જ ખુશીથી પાણી ખરીદીશું અને તમને આવી જાહેરાત કરવાની કશીયે જરૂર નહિ પડે."

પણ શેઠીયાઓએ લોકોને કહ્યું: "આ ટાંકી—અર્થાત્ બજાર—છલકાઇ ચાલી છે તે છતાં તમને નોકરી રાખીને અમારે પાણી ભરાવવું? માટે તમે લોકો પહેલાં પાણી ખરીદો અને જ્યારે તમારા ખરીદવાને લીધે ટાંકી ખાલી થઇ જશે ત્યારે પાછા અમે તમને ચાકરી રાખીશું."

પરિસ્થિતિ આવી થઇ પડી. શેઠીયાઓ લોકોને પાણી ભરવાને કામે ચાકરી રાખે નહિ, અને લોકો પાસે પાણી ખરીદ કરવાનાં નાણાં ન મળે તેથી તેઓ પાણી ખરીદવા ન આવે, અને કોઇ ખરીદવા ન આવે તેથી શેઠીયાઓ લોકોને પાણી ભરવાને કામે ચાકરી ન રાખે. જ્યાં ત્યાં બોલાવા લાગ્યું કે "કટોકટીનો વખત આવ્યો છે, કટોકટીનો વખત આવ્યો છે."

હવે લોકોની તરસ તો અસહ્ય થઇ પડી હતી. વળી કાંઇ સમય પહેલાંના જેવો રહ્યો ન હતો. પહેલાં તેમના બાપદાદાના વખતમાં આખો દેશ ખુલ્લો પડયો હતો. દરેક જણને પોતાની મેળે પાણી ઢુંઢી લેવાની છુટ હતી. હવે તો જેટલા જેટલા વાવકુવાઓ, જેટલાં જેટલાં ઝરણાંઓ અને જેટલી જેટલી પવનચક્કીઓ હતી, જેટલાં જેટલાં ઠામ અને ડોલો હતાં તે બધાં શેઠીયાઓએ કબજે કરી લીધાં છે, એટલે ટાંકીએ—અર્થાત્ બજારે—ગયા વગર માણસને પાણીનું ટીપું મળવું દુલભ થઇ પડયું છે.

હવે લોકો મનમાં શેઠીયાઓ વિરુદ્ધ ધૂંધવાવા લાગ્યા અને કહેવા લાગ્યા, " આ દેખો, ટાંકીઓ બધી ઢોળાઇ ચાલી છે; અમને અંદરથી પાણી આપો ને અમારો જીવ બચાવવા દો."

પણ શેઠીયાઓ એકના બે ન થયા. તેઓ બોલ્યા: " એ નહિ બને. આ પાણી અમારૂં છે. રોકડા પૈસા આપીને ખરીદ્યા વગર તમે ટીપુંયે પાણી પામવાના નથી." અને પોતાના હમેશના રિવાજ મુજબ શેઠીયાઓ તો ધર્મની આજ્ઞા આડી લાવીને જાહેર કરવા લાગ્યા કે " વહેવાર ખાંડાની ધાર જેવો છે. સગા બાપનીયે મ્હોંશરમ આમાં ન ચાલે."

## [૩]

## શેઠીયાઓના ઉચાટ અને તેમના ઇલાજ

પણ લોકો પાણી ખરીદવા આવતા નહોતા તેથી શેઠીયાઓ ના મનમાં ઉચાટ પેઠા હતા. તેઓ માંહોમાંહે વિચાર કરવા લાગ્યા કે "આ તો એવું દેખાય છે કે આપણા નફાએ આપણો નફો જ અટકાવ્યો. જે નફો આપણે કરેલો છે તેણે આપણા ભાવિ નફાનું મૂળ જ છેદી નાંખ્યું છે. આ તો આપણા પોતાના નફાએ જ આપણને ગરીબ બનાવ્યા જણાય છે. આમ તે કેમ બન્યું? માટે આપણે શાસ્ત્રી લોકોને તેડાવો અને આ અચરજનું કારણ જોવડાવો." આમ વિચાર કરી શેઠીયાઓએ શાસ્ત્રીઓને તેડી મંગાવ્યા.

હવે આ શાસ્ત્રીઓ બધા ન સમજી શકાય તેવા કૂટ શ્લોકોના મોટા પંડિતો હતા. પોતાને અને પોતાનાં બાળબચ્ચાંને શેઠીયાઓની ટાંકીનું પાણી મળે ને પોતે સુખચેનથી જીવી શકે એટલા વાસ્તે તે લોકો શેઠીયાઓના પક્ષમાં ભળ્યા. શેઠીયાઓ ચપળ બુદ્ધિના કે વાણીના શૂરા ન હતા, એટલે આ લોકો તેમના તરફથી લોકોને સમજાવવાનું અને તેમની વકીલાત કરવાનું કામ કરવા લાગ્યા.

હવે શેઠીયાઓએ આ શાસ્ત્રીઓને પૂછ્યું કે "ટાંકી આખી ભરેલી છે, છતાં લોકો પાણી ખરીદતા નથી એનું કારણ શું?" કેટલાકે કહ્યું, "એનું કારણ ઉપજનો અતિરેક છે." બીજાઓએ કહ્યું, "એનું કારણ માલનો ભરાવો છે." ખરૂં જોઇયે તો આ બન્ને શબ્દો સમાનઅર્થી છે. વળી ત્રીજાએ કહ્યું, "ના ના! આનું કારણ તો સૂર્યના મુખ ઉપર અમુક પ્રકારના ડાઘા આવેલા તે છે." બીજાએ કહ્યું, "ભાઇ! આનું કારણ માલનો ભરાવો યે નથી, કે સૂર્ય ઉપરના ડાઘા પણ નથી; લોકોમાં શ્રદ્ધા રહી નથી એ જ ખરૂં કારણ છે."

આ રીતે શાસ્ત્રીઓ પોતપોતામાં વાદવિવાદ ચલાવતા હતા તે દરમીયાન શેઠીયાઓ ઝોકાંઓ ખાતા ભરનિદ્રામાં પડ્યા. પછી જ્યારે તેઓ જાગ્યા ત્યારે તેમણે શાસ્ત્રીઓને કહ્યું, "હવે બસ કરો, બસ કરો. તમારી વાણી અમને બહુ સુખ કરનારી નીવડી છે. હવે તમે લોકો અહીંથી જાઓ, તમારી આ સુખ કરનારી વાણી લોકોને સંભળાવો, કે જેથી એ લોકો શાન્ત રહે અને અમને પણ શાન્તિથી રહેવા દે.

પણ આ શાસ્ત્રીલોકો—મેલી વિદ્યામાં પારંગત હતા તેઓ પણ (કારણકે કેટલાક તેમને એવા જ માનતા)—લોકોની પાસે જવાને નારાજ હતા. તેમને ભય લાગતો હતો કે લોકો પથરા મારી તેમનાં માંથા ફોડશે લોકોને તેઓ જરાયે ગમતા નહિ. તેમણે શેઠીયાઓને જઇને કહ્યું, 'મહેરબાન સાહેબો, સાંભળો, અમારી વિદ્યાનું એક એવું રહસ્ય છે કે જેનું પેટ ભરેલું હોય, જેને તરસની પીડા ન હોય તેવાને જ અમારૂં કથન સુખકર થઇ શકે છે, જેમ તે તમને થાય છે. લોકોનું ખાલી પેટ હોય, તરસ્યા હોય તો અમારા શબ્દોથી તેમને જરાયે સુખ મળતું નથી; ઉલટા તેઓ અમારી મશ્કરી કરે છે, કારણ કે એમ જોવામાં આવ્યું છે કે માણસનું પેટ ભરેલું ન હોય તો અમારૂં બધું જ્ઞાન તેને ઠાલું જ લાગે છે."

પણ શેઠીયાઓ તાડૂક્યા, "તમે તમારે જાઓ અને જેમ અમે કહીયે છીયે તેમ કરો. તમે તો અમારાં માણસો કહેવાઓ. તમારે તો અમારી વકીલાત જ કરવી જોઇયે કે નહિ?"

શાસ્ત્રી મહારાજો તો બિચારા લોકો પાસે ગયા અને તેમને 'ઉપજના અતિરેક'નું રહસ્યમય શાસ્ત્ર ભણાવવા લાગ્યા. પાણી પુષ્કળ થઇ પડયું છે તે કારણે જ તે લોકોને તરસે મરવું પડે છે, અતિરેક થયો છે તે કારણે જ ઘુંટડો પણ દુર્લભ થઇ પડયો છે, એ કેમ બન્યું તેનાં કારણ તેઓ લોકોને સમજાવવા

લાગ્યા. વળી તે જ રીતે શનિ અને રાહુની દશાઓનું, સૂર્ય પરના ડાઘાઓનું પણ તેમણે લોકોને કહ્યું. શ્રદ્ધાનો અભાવ થઇ ગયો છે, ને તેને લીધે જ આ બધું સંકટ આવી પડેલું છે એવી પણ તેઓએ લોકોને વાત સંભળાવી. હવે શાસ્ત્રીઓ બાપડા કહેતા હતા તેમજ બન્યું, કારણકે તેમનું બધું જ્ઞાન લોકોને ઠાલાં ફોફાં સમુ લાગ્યું. લોકો તેમને ધુતકારી કાઢવા લાગ્યા, "જાઓ અહીંથી અકર્મીઓ! અમારી મશ્કરી કરવા આવ્યા છો? ઉપજનો અતિરેક થવાથી દુષ્કાળ પડતા હશે, કેમ? 'પુષ્કળ'ની અંદરથી 'શૂન્ય' નીકળતું હશે, ખરૂં?" એમ કહીને ક્રોધે ભરાયેલા લોકો તેમનાં માથાં ફોડવા સારૂ પથરા વીણવા લાગ્યા.

હવે શેઠીયાઓએ જોયું કે લોકો તો હજુ તકરાર કર્યા જ કરે છે; શાસ્ત્રી મહારાજોને કોઇ કાન દેતું નથી. વળી તેમને એવી પણ ધાસ્તી લાગી કે લોકો કદાચ ટાંકી ઉપર ધસી આવે અને બળાત્કારથી અંદરનું પાણી લઇ જાય. આથી તેઓએ કેટલાક સાધુઓને (હકીકતમાં તો એ લોકો ઢોંગી સાધુડાંઓ જ હતાં) તેડાવી મંગાવ્યા, અને તેમને લોકો આગળ મોકલ્યા. તેઓ જઇને લોકોને કહેવા લાગ્યા, કે ભાઇઓ શાન્ત રહો. તમે તરસે પીડાઓ છો એટલા ખાતર શેઠીયાઓને દુઃખ ન આપો. આ સાધુઓ, જેઓ હકીકતમાં ઢોંગી સાધુડાં હતાં, તેઓ શાસ્ત્રોના આધાર બતાવી બતાવીને લોકોને કહેવા લાગ્યા, "તમારૂં આ સંકટ પરમકૃપાળુ પરમેશ્વરે પોતે તમારાં પાપ બાળી નાંખવાને અર્થે મોકલેલું છે. જો આટલું સંકટ ધીરજથી સહી લેશો. અને શેઠીયાઓને દુઃખ દેશો નહિ, પાણી પાછળ વલખાં મારશો નહિ, તો દેહ છોડયા પછી એવા સુખમય લોકમાં તમારો જન્મ થશે કે જ્યાં આવા શેઠીયાઓનો વાસ નહિ હોય પણ પાણીની રેલછેલ હશે."

બધા તો આવું બોલનારા હતા, પણ તેમાંયે થોડા ઇશ્વરના માણસો હતા તેઓને લોકોની લાગણી હતી. તેઓ અનુકૂળ એવાં શાસ્ત્રવચનો ન કહેતાં તેમની વિરુદ્ધ જ બોલતા.

હવે શેઠીયાઓએ જોયું કે લોકોનો અસન્તોષ હજુ ચાલુ જ છે, શાસ્ત્રીઓનાં શાસ્ત્રવાક્યોથી કે સાધુસન્તોના ઉપદેશથી પણ તેઓ શાન્ત પડતા નથી, એટલે હવે તેઓ જાતે તેમની આગળ આવ્યા, અને એ છલકાઇ જતી ટાંકીના પાણીમાં પોતાની આંગળીઓનાં ટેરવાં બોળી, પેલા લોકો ટાંકીની આસપાસ વીંટળાઇ વળ્યા હતા તેમના પર એ ટેરવાં ઝાટકીને છાંટા ઉડાડવા લાગ્યા. અને આ છાંટાનું નામ 'ધરમાદો'. પણ આ છાંટા તો ઝેરથીયે કડવા હતા.

પણ જ્યારે આ શેઠીયાઓએ જોયું કે શાસ્ત્રીઓનાં શાસ્ત્રવચનોથી, અથવા સાધુઓ—જેઓ હકીકતમાં ઢોંગી સાધુડાં હતાં—તેમના શબ્દોથી તેમજ પોતે દાનરૂપે ઓળખાતા પાણીના છાંટા ઉડાડ્યા તેનાથી પણ લોકો સંતોખાતા નથી, પણ ઉલટા વધારે જ કોપે છે અને ટાંકીના ઉપર ધસી આવે છે—કેમ જાણે બળાત્કારે તેનો કબજો લેવા માગતા હોય—ત્યારે તેમણે અંદર અંદર એક ખાનગી સભા ભરી અને કેટલાક છૂપા જાસૂસોને લોકોની અંદર મોકલ્યા. શેઠીયાઓના મોકલ્યા આ જાસૂસોએ લોકોની અંદર જેટલા જેટલા જોરાવર માણસો હતા, જેટલા જેટલા યુદ્ધકળામાં પ્રવીણ હતા એવા માણસોને શોધી કાઢ્યા. તેમને એક બાજુએ લઇ જઇને તેમણે તે લોકોને ચતુરાઇપૂર્વક આ પ્રમાણે કહ્યુ: "આવો આવો દોસ્તો, આ શેઠીયાઓના પક્ષમાં ભળીને પોતાનું નસીબ અજમાવો તો શું ખોટું છે? જો તમે તેમના માણસ બનશો, અને લોકો ટાંકીને તોડી ન નાંખે એ અર્થે જો તમે શેઠીયાઓની સેવા સ્વીકારશો તો પછી તમે ને તમારાં બાળબચ્ચાં જોઇયે તેટલું પાણી પામશો, જેથી તમારે પાણી વગર પગ ઘસવા નહિ પડે."

હવે આ જોરાવર ને યુદ્ધકળામાં પ્રવીણ માણસોએ એમની વાત કબુલ કરી લીધી. શેઠીયાઓની નોકરીમાં જોડાવાની લાલચને તેઓ વશ થઇ ગયા. તરસના દર્દે તેમને ફરજ પાડી, આથી તેઓ શેઠીયાઓની પાસે ગયા અને તેઓના નોકર બન્યા. શેઠીયાઓએ તેમના હાથમાં ડંડાઓ ને તલવારો ઝલાવ્યાં. આમ આ લોકો શેઠીયાઓના રક્ષકો બન્યા અને લોકો ટાંકી ઉપર ધસી આવે ત્યારે તેમને મારી હઠાવવા લાગ્યા.

[૪]

## બારીક વખત પસાર થઈ ગયો

હવે ઘણા દિવસો પછી ટાંકીનું પાણી ઉંડું ગયું, કારણ શેઠીયાઓ તેના પાણીમાંથી સુંદર ફુવારાઓ ઉડાવતા હતા ને હોજો કરીને તેમાં પોતે ને પોતાના બૈરાંછોકરાં મળીને સ્નાન-ક્રીડા કરતાં હતાં ને પોતાના ઉપભોગને ખાતર પાણીનો નાશ કરતાં હતાં. હવે જ્યારે શેઠીયાઓએ જોયું કે ટાંકી ખાલી થઇ ગઇ છે ત્યારે તેમણે કહ્યું કે "હાશ, બારીક વખત હવે પસાર થઇ ગયો." હવે તેઓએ પોતાના માણસો મોકલીને લોકોને પાછા મજુરીએ રોકયા, જેથી તેઓ પાછા પાણી વહી વહીને ટાંકી ભરી દે. લોકો ટાંકીમાં જેટલું પાણી લઇ આવે તેના ડોલ દીઠ તેમને એક આના લેખે દામ મળે, પણ ટાંકીમાંથી લોકોને આપવાને શેઠીયાઓ જે પાણી પાછું કાઢે તેના તેમને ડોલ દીઠ બબ્બે આના મળે, જેથી કરીને તેમને તેમનો નફો પ્રાપ્ત થાય. હવે થોડા વખત પછી ફરી પાછી ટાંકી છલકાવા લાગી.

[૫]

## ચળવળીયાઓ ઉત્પન્ન થયા

હવે આવો ક્રમ કેટલીયે વાર ચાલ્યો—લોકો પાણી ભરીભરીને ટાંકી છલકાવી દે અને પછી એ બધું પાણી શેઠીયાઓ ઢોળી

નાંખે ત્યાં સુધી તરસે મરે. આ ક્રમને પરિણામે એવું બન્યું કે એ નિર્જળીયા દેશની અંદર 'ચળવળીયા' નામથી ઓળખાતા એવા કેટલાક માણસો ઉત્પન્ન થયા. તેઓ લોકોની અંદર ચળવળ કરીને તેમને હોશીયાર બનાવતા તેથી તેમનું તેવું નામ પડયું. તેઓ લોકોને કહેવા લાગ્યા કે સૌ સંપ કરીને એક મંડળ કરો. એમ કરશો તો શેઠીયાઓની નોકરી કરવાની જરૂર નહિ રહે, પાણી વગર તરસે મરવું પણ નહિ પડે. શેઠીયાઓની આંખમાં આ ચળવળીયાઓ ચેપી રોગ જેવા દેખાતા. તેમનું ચાલે તો તેઓ એ લોકોને ફાંસીએ ચઢાવી દે, પણ લોકોના ભયથી તેમ કરવાની તેમની હિંમત ચાલતી નહોતી. આ ચળવળીયાઓ લોકોને જે વચનો સંભળાવતા તે આવા પ્રકારનાં હતાં:

" અરે! ભોળા ભાઇઓ! તમે કયાં સુધી આમ ને આમ જુઠાણાથી ભોળવાશો? અને જે વાતને પાયો જ નથી તેને માની લઇને હાથે કરીને દુઃખ વેઠશો? કારણ કે જુઓ, આ શેઠીયાઓ ને આ શાસ્ત્રીઓ તમને જે વાતો કહે છે તે બધી પક્કાઇથી વણી કાઢેલી જાળ સમાન છે. પેલા સાધુઓ કહે છે કે ઇશ્વરની ઇચ્છાને કારણે જ તમે દુઃખી દરિદ્રી બન્યા છો એ પણ તેવું જ સમજો. તમારા દુઃખદારિદ્રયનું ખરૂં કારણ તો તમારી પાસે પૈસા નથી એ જ નથી શું? અને તમારી પાસે પૈસા કેમ નથી? તમે ટાંકીમાં—અર્થાત્ બજારમાં—જે પાણી ભરો છો તેનો તમને ડોલે એક જ આનો મળે છે, પણ તેમાંથી જે પાણી તમે લો છો તેના તમારે પેલા શેઠીયાઓને નફો ખટાવવા સારૂ બબ્બે આના આપવા પડે છે. તમારી પાસે પૈસા નથી તેનું આ જ કારણ નથી?

"આવી કારીને લીધે ટાંકી છલકાય જ. જેની તમે તંગી ભોગવી રહ્યા છો તેના વડે જ ટાંકી ભરાય છે ને તમારા પોતાના ઢીલાપણાથી જ ટાંકીને બ્યાપી નાંખવામાં આવે છે એનું રહસ્ય

પણ તમે સમજી નથી શકતા ? શું તમે નથી સમજી શકતા કે જેટલું તમે સખત કામ કરો છો, જેટલું સાચ વાટીને પાણી શોષો છો ને વહી આવો છો તેટલું તમારૂં ભલું નથી થતું, પણ પેલા શેઠીયાઓના નફાના કારણે તમારૂં તેટલું ભુંડું જ થઇ રહ્યું છે ? ”

આ ઢબથી આ ચળવળીયાઓએ લોકોને ઘણા દિવસ સમજાવ્યું. પણ તેમનું કોઇયે સાંભળ્યું નહિ. પણ અમુક વખત જતાં એવું બન્યું કે લોકોએ તેમની વાત ધ્યાનમાં લીધી. પછી લોકોએ આ ચળવળીયાઓને કહ્યું:

“ તમે સાચું કહો છો. શેઠીયાઓને લીધે અને તેમના નફાને લીધે જ અમે આ દારિદ્ર્યાવસ્થા ભોગવી રહ્યા છીયે, કારણ કે તેમને અને તેમના નફાને લીધે અમે અમારી મહેનતનું ફળ કોઈ રીતે પામી શકતા નથી અને અમારી બધી મહેનત વ્યર્થ જાય છે. અને અમે ટાંકી ભરવાની જેટલી અધિક મહેનત કરીયે છીયે તેટલી તે વહેલી છલકાઇ જાય છે; અને પેલા શાસ્ત્રીઓ કહેતા તેમ ઉપજનો અતિરેક થયો તે કારણે અમને કંઇ જ ન મળે એવી સ્થિતિ ઉભી થઇ છે. પણ જુઓ કે આ શેઠીયાઓનાં હૃદય વજ્રનાં છે, તેઓની મહેરબાની પણ ક્રૂરતાભરી હોય છે. તેમની ગુલામગીરીમાંથી મુક્ત થવાનો કોઇ માર્ગ જાણતા હો તો કહો. પણ જો તેવો માર્ગ તમે જાણતા ન હો તો તમને અમારી પ્રાર્થના છે કે કૃપા કરીને તમે મુંગેમ્હોડે તમારે રસ્તે ચાલ્યા જાઓ. અમને ઠાલી બળતરા ન કરાવો, અમને અમારાં સંકટો વિસારે પાડવા દો.”

તે સાંભળી ચળવળીયાઓ બોલ્યા, “તેવો માર્ગ અમે જાણીયે છીયે.”

[૬]

## છુટકારાનો માર્ગ

ત્યારે લોકોએ કહ્યું, "મહેરબાની કરી અમને ફસાવતા નહિ. કારણ કે આ દશા આદિકાળથી ચાલી આવે છે. તેમાંથી ઉગરવાનો માર્ગ ઘણા ખોળવા ગયેલા અને થાકીને રઠી પડેલા, પણ આજ સુધી કોઇને હાથ લાગ્યો નથી. તમે એ માર્ગ જાણતા હો તો અમને જલદી બતાવો." એટલે હવે ચળવળીયાઓ લોકોને તે રસ્તો બતાવવા લાગ્યા. તેઓ બોલ્યાઃ "સાંભળો. તમારે આ શેઠીયાઓની એટલી શી ગરજ છે કે તમારે તમારી પોતાની મહેનત પર તેમને નફો ખાવા દેવો જોઇયે? તેઓ એવું તે શું પરાક્રમ કરે છે, કે જેને લીધે તમે જઇ જઇને આ નજરાણું તેમને આપી આવો છો? જુઓ, એ લોકો તમારી ટુકડીઓ પાડે છે, તમને પોતાની યોજના પ્રમાણે લાવે લઇ જાય છે, તેઓ તમને કામો સોંપે છે, અને પછી તેમના નહિ પણ તમારા પોતાના જ લાવેલા પાણીમાંથી થોડુંક તમને આપે છે. હવે સાંભળો, ગુલામીમાંથી છુટવાનો રસ્તો બતાવીયે છીયે. શેઠીયાઓ જે યોજના કરે છે તે બધી તમે પોતે જ કરો. તમે પોતે જ ટુકડીઓ પાડો, કામ વહેંચી લો ને કામ પર દેખરેખ રાખો. આમ કરશો તો તમને શેઠીયાઓની કશી ગરજ નહિ રહે. તમારી મહેનતનો નફો તેમને આપી દેવો નહિ પડે, પણ તમારી મહેનતનું બધું જ ફળ તમને સહુ ભાઇઓને જ વહેંચી લેવા મળશે, અને દરેકને સરખો ભાગ મળશે. આ વ્યવસ્થાથી જ્યાં સુધી એકે એક માણસની તરસ શાન્ત થઇ નહિ હોય, વિશેષ પાણી માટે માગણી કરતો અટકયો નહિ હોય ત્યાં સુધી ટાંકી છલકાશે નહિ. અને સૌ ધરાઇ રહ્યા પછી ટાંકી છલકાવા લાગે ત્યારે તે વધારાના પાણીમાંથી, આ શેઠીયાઓની માફક તમે પણ

આનંદકર શીતળ ફુવારાઓ કરજો, કુંડો કરજો અને ઉપભોગ કરજો. પણ એ બધું સર્વના ઉપભોગને માટે રહેવાનું."

આ સાંભળી લોકોએ કહ્યું "આ બધું અમને ઘણું ગમી ગયું છે. પણ એની શરૂઆત શી રીતે કરવી?"

આ સાંભળી ચળવળીયાઓએ કહ્યું, "તમે તમારામાંથી બુદ્ધિશાળી માણસોને ચુંટી કાઢો, તેઓ તમારી ટુકડીઓને મોખરે રહીને તમારી પાસેથી વ્યવસ્થિત કામ કરાવે, પેલા શેઠીયાઓ જેવું બધું કામ તેઓ કરે. પણ ધ્યાન રાખો કે એ લોકો શેઠીયાઓની જેમ તમારા ધણી ન થાય, પણ તમારા ભાઇઓ જ—તમારા અમલદારો જ રહે, અને તમારી જ ઇચ્છાનો અમલ કરે; તેઓ કંઇ પણ નફો ન લે, પણ દરેકની સાથે પોતાને ભાગે જે હિસ્સો આવે તે જ લે. તમારામાં કોઈ શેઠ અને ગુલામનો ભેદ ન રહે, પણ દરેક ભાઇભાઈ જ રહે. વળી વખતોવખત તમને યોગ્ય લાગે તે પ્રમાણે તમે નવા બુદ્ધિમાન પુરુષોને ચુંટતા રહેજો અને પ્રથમનાઓને સ્થાને તમારી બધી યોજનાનું કાર્ય કરવાને નીમતા રહેજો."

લોકોએ આ સલાહને વધાવી લીધી. તેમાં તેમનું કલ્યાણ હતું. વળી તે એટલી કઠણ પણ જણાતી નહોતી. આથી એકે અવાજે તેઓ સર્વ બોલી ઉઠયા, "તમે કહ્યું તેમ જ થશે, તમે કહ્યું તેમ જ થશે. તેમ કરવાનો અમારો નિશ્ચય છે."

અને જ્યારે શેઠીયાઓએ આ લોકોનો હર્ષનાદ ને તેઓ શું પોકાર કરતા હતા તે સાંભળ્યું, તેમ જ પેલા શાસ્ત્રી મહારાજોએ પણ સાંભળ્યું અને તે જ પ્રમાણે પેલા ઢોંગી ધર્માચાર્યોએ પણ અને પેલા જોરાવર લડવૈયાઓએ—જેઓ શેઠીયાઓના રક્ષણકર્તા હતા તેમણે—પણ સાંભળ્યું, ત્યારે તેઓ ઘણા જ ધ્રુજવા લાગ્યા, તેમના પગ એકબીજા સાથે અથડાવા લાગ્યા, અને તેઓ પરસ્પર બોલવા લાગ્યા કે "આ તો આપણો અન્ત આવી પહોંચ્યો કે શું?"

## [૭]
## સુખના દિવસ આવ્યા

હવે લોકોએ તો જઇને ચળવળીયાઓએ જેટલાં વાનાં કહ્યાં હતાં તે બધાં કર્યાં. અને ચળવળીયાઓએ જે જે વચનો કહ્યાં હતાં તે પ્રમાણે જ બન્યું. તે આખા નિર્જળીયા દેશમાંથી તરસનું દુઃખ નાબૂદ થયું. ભૂખનો પીડાતો તો તે દેશમાં કોઇ ન રહ્યો, કોઇ ટાઢે ધ્રુજતો કે કોઇ પણ જાતની તંગી ભોગવતો એ દેશમાં ન રહ્યો. અને એ નિર્જળીયા દેશમાં દરેક પુરુષ બીજા પુરુષને ભાઇ કહીને અને દરેક સ્ત્રી બીજી સ્ત્રીને બ્હેન કહીને બોલાવતી થઇ; કારણ કે સગાં ભાઇ-બ્હેનો સંપીને રહેતાં હોય, તેવાં જ તેઓ એકબીજાનાં ભાઇબ્હેન થઇ ગયાં હતાં.

એ નિર્જળીયા દેશ ઉપર ઇશ્વરની કૃપાદૃષ્ટિ ઉતરી ને તે દેશની ભૂમિને આવા વર્ણનપૂર્વક લોકો વન્દન કરવા લાગ્યાં:

सुजलां सुफलां मलयजशीतलाम्
सस्यश्यामलां मातरम्
वन्दे मातरम् ॥

('સોશ્યાલિસ્ટ'માંથી ભાષાન્તર)

---

મુદ્રક:
રામદાસ મોહનદાસ ગાંધી,
નવજીવન મુદ્રણાલય-સારંગપુર, અમદાવાદ

પ્રકાશક:
શ્રીમતી અનસૂયા સારાભાઈ,
મજુર ઑફિસ-મિરઝાપુર, અમદાવાદ